# પાઠ ૭૩મો

## પારસી દોખમું

હિંદુ લોકની પેઠે પારસીઓ પોતાનાં શબને બાળતા નથી કે મુસલમાન લોકની પેઠે દાટતા નથી.



તેઓ અગ્નિને પવિત્ર માને છે, તેથી શબને બાળે તો અગ્નિ અપવિત્ર થાય એમ તેઓ સમજે છે. તેમજ જમીનની અંદર દાટવાથી હવા બગડે, તેથી શબનો જલદી નિકાલ કરવા માટે તેઓ વસ્તીથી દૂર એક જુદું મકાન બાંધે છે, તેને દોખમું કહે છે. એની અંદરના ભાગમાં એક મોટો કુવો ખોદેલો હોય છે. તેનું મથાળું ઉઘાડું હોય છે. ઉપર ગોળ આકારની જાળી હોય છે, તેમાં ત્રણ ભાગ કરેલા હોય છે. એકમાં પુરુષનું, બીજામાં સ્ત્રીનું ને ત્રીજામાં છોકરાંનું શબ મૂકવાની ગોઠવણ હોય છે. તે શબને ખુલ્લું મૂકે છે એટલે ગીધ પક્ષીઓ તેનો નિકાલ કરે છે.

મરનારની છેલ્લી ઘડી બહુજ પાસે આવે છે અને તેના જીવવાની આશા બિલકુલ રહેતી નથી ત્યારે તેને નવડાવી સફેદ કપડાં પહેરાવે છે. તેની પાસે મોબેદ કે દસ્તુર ખુદાની બંદગી કરે છે. તેની પાસે સુખડલોબાન બાળવામાં આવે છે.

જીવ ગયા પછી શબને સફેદ કપડાંથી વિંટાળી જમીન પર એક કે વધારે પત્થર મૂકે છે ને પાસે દીવો બાળે છે. સ્ત્રીઓ પાસે જમીન પર ને પુરુષો ઓટલા પર બેસે છે. રાત્રે મરણ થાય તો સવાર સુધી શબને ઘરમાં રહેવા દે છે. દિવસે મરણ થયું હોય તો ચારપાંચ કલાકમાં ત્યાં સગાંસ્નેહી એકઠાં થાય છે.

શબને લોખંડની ઘેઆન પર મૂકે છે. ઉપાડનારા ખાસ પારસી હોય છે. ઘેઆન પર મૂકતી વખતે બે મોબેદો ઘે સારે છે અથવા ઘેસારણું ભણે છે. તેનો સાર એવો છે કે સંસાર ક્ષણિક છે, માટે સર્વએ હમેશ નીતિમાં રહેવું પછી તેઓ ઘેઆન ખભા પર મૂકી દોખમામાં લઈ જાય છે.

મરનારનાં સગાંસંબંધી અને અધ્યારૂઓ બબ્બેની હારમાં રૂમાલોથી એકબીજાને પકડી ગંભીર રીતે શબની પાછળ જાય છે. ત્યાં ગયા પછી દોખમાના દરવાજાથી થોડેક છેટે ઘેઆન જમીન પર મૂકવામાં આવે છે. સ્નેહીઓ ને સગાં શબને છેલ્લું નમન કરે છે. પછી ઘેઆન દોખમામાં લઈ જઈ, શબને છૂટું કરી અંદરના ભાગમાં મૂકવામાં આવે છે.

પારસી ધર્મ પ્રમાણે મરનારનો રૂહ તેના મુઆ પછી ત્રણ દિવસ સંસારમાં રહે છે, પછી તે પરલોકમાં જાય છે. તેથી શબને સુવાડયું હોય છે ત્યાં મોબેદો ત્રણ દિવસ સુખડ હોમે છે ને બંદગી ભણે છે. ત્રીજે દહાડે પાછલે પહોરે કે

ચોથે દહાડે સવાર પહેલાં મરનારનાં સગાંસંબંધીની આગળ ઘેર કે અગિયારીમાં મરનારના કલ્યાણને માટે ક્રિયા કરવામાં આવે છે. આ ત્રીજો દિવસ ઉઠમણાનો દિવસ કહેવાય છે. તે દિવસે સગાંસ્નેહીઓ મરનારનાં ઘરનાં માણસોને દિલાસો આપવા તેને ઘેર ભેગાં થાય છે અને ઘરનાં માણસ મરનારની પાછળ શક્તિ પ્રમાણે સખાવત જાહેર કરે છે.

ચોથે દિવસે મોબેદોને જમાડવામાં આવે છે. દશાને દહાડે તેમજ મરણના વર્ષમાં દર મહીને અને દર વર્ષે મરણની તિથિએ મરનારના કલ્યાણને માટે ધર્મક્રિયા કરવામાં આવે છે.

# પાઠ ૭૪મો

## રીંછ

રીંછ જંગલી પ્રાણી છે. છતાં, એને કેળવી શકાય છે. કાળા રંગના રીંછને મદારી સાથે ફરતું કદાચ તમે જોયું હશે. મદારી એને નચાવી શકે છે, પાછલા પગ પર ચલાવી શકે છે, અને પંજામાં લાકડી આપી કુદાવી શકે છે.

કેટલાક બાગમાં જંગલી જાનવર રાખવામાં આવે છે. તેવા બાગમાં કાળા રીંછને માટે ખાડો હોય છે. તે ખાડાની વચમાં ઊભું સીધું લાકડું દાટેલું હોય છે. રીંછને ચઢઉતર કરવું ગમે છે. એને આનંદ પડે તેટલા માટે એવું લાકડું દાટવામાં આવેલું છે.

રીંછ ઝાડ પર ચઢી શકે છે. વગડામાં રીંછ કોઈ માણસની પાછળ પડયું હોય તો ઝાડ પર ચઢ્યાથી તે પોતાનો બચાવ કરી શકતો નથી. મરી ગએલા માણસને રીંછ

છોડતું નથી. તે જેની પાછળ પડ્યું હોય તે માણસ હાલ્યાચાલ્યા વગર જમીન પર પડી રહે તો ઘણું કરીને તે બચી શકે છે.



રીંછને માંસ કરતાં વનસ્પતિ વધારે ભાવે છે. જંગલમાં મધ ક્યાં છે તે વાસથી એ પારખી શકે છે. પછી એ ત્યાં જાય તે. જે ઝાડ પર મધ હોય તે પર એ ચઢી જાય છે ને પછી મધપુડાને પૂરેપૂરો ચૂસી લઈ ધરાય છે.

ઘણા ઠંડા મુલકમાં શિયાળો આવે ત્યારે રીંછ કોઈ ઘાડા ઝાડની નીચે બખોલ કરી, પાંદડાં ને ડાળીઓની પથારીમાં ભરાઈ રહે છે; તેથી તેને ટાઢ વાતી નથી. આખો શિયાળો તે ત્યાં ઊંઘમાં કાઢે છે ને પછી વસંત ઋતુ આવે એટલે જાગે છે. આવી રીતે જાગે છે ત્યારે તે બહુજ ભુખાળું થઈ જાય છે ને ઘણુંજ ભયંકર બને છે.

તમને વિચિત્ર લાગશે કે ખાધા વિના રીંછ દિવસો સુધી શિયાળામાં કેમ રહી શકે ? એ શું કંઈજ ખાતું નથી ?

ના, તેમ નથી. એ તે વખતે પોતાના શરીરની ચરબી પર જીવે છે. જે લોકો ઉપવાસ કરે છે તે પણ પોતાના શરીરની ચરબી પરજ જીવે છે. રીંછના શરીરમાં ચરબી ઘણી હોય છે, તેથી તે ઘણો વખત ખાધા વિના જીવી શકે છે.

રીંછ ઘણું બેડોળ જાનવર છે. વાઘ, સિંહ, બિલાડી, કુતરા જેવાં પ્રાણી પોતાની આંગળી પર ભાર મૂકી ચાલે છે, ત્યારે રીંછ પોતાનાં પગનાં તળીઆં પર ભાર મૂકી ચાલે છે; તેથી એની ચાલ કઢંગી થાય છે.

રીંછ સફેદ રંગનાં પણ હોય છે. સફેદ રીંછ ઘણાજ ઠંડા દેશમાં વસે છે. આ રીંછ બીજા રીંછ કરતાં ઘણાં વધારે જંગલી હોય છે. દરેક પ્રાણી પર તેઓ હુમલો કરે છે ને કોઈથી તે ડરતાં નથી. રીંછના આખા શરીર પર પુષ્કળ વાળ હોય છે.

---

# પાઠ ૭૫મો

## ફળ અને બીજ, ભાગ ૧લો

શિક્ષક—તમે ફૂલ વિષે શીખી ગયાં છો. ફૂલનો શો ઉપયોગ છે. ?

છોકરાં—સાહેબ, એમાં છોડનું બીજ રહેલું છે, તે નવા છોડ ઉત્પન્ન કરવાના કામમાં આવે છે.

શિક્ષક—ખરી વાત. ફળમાં ઝાડનું બીજ રહેલું છે. જ્યારે ફૂલ કરમાઈને ભોંય પર ખરી પડે છે ત્યારે ફૂલની દાંડીને છેડે ફળ દેખાય છે. બીજ પૂરેપૂરૂં પાકું થાય છે એટલે ફૂલનું ફળ થાય છે ને ફૂલનો બાકીનો

નકામો ભાગ જમીન પર ખરી પડે છે. તમને ફળ ભાવે છે ?

છોકરાં—હા, જી, એ ઘણાં મીઠાં ને સ્વાદિષ્ઠ લાગે છે.

શિક્ષક—ખરૂં. પાકાં હોય છે ત્યારે એ ખાવાથી આપણું લોહી સ્વચ્છ થાય છે ને તબીઅતને લાભ થાય છે. પાકાં ફળ તાજાં ને સ્વાદિષ્ઠ હોય છે; પણ કાચાં શરીરને નુકસાન કરે છે. કેટલાંક રસવાળાં હોય છે ને કેટલાંક રસ વિનાનાં હોય છે. તમને કયાં ભાવે છે ?

છોકરાં—સાહેબ, રસ વિનાનાં ફળ કયાં ?

શિક્ષક—તમારો સવાલ ઠીક છે. સાધારણ રીતે આપણે રસથી ભરેલાંનેજ ફળ કહીએ છીએ. પણ, ખરૂં જોતાં, જેમાં બી રહ્યું છે તે ફળ. ફળ એટલે બીજપાત્ર. ફળમાં બધી જાતનાં બીજપાત્ર આવે છે. તમે ફળનો બધો ભાગ ખાઈ જાઓ છો કે કોઈ ભાગ કાઢી નાંખો છો ?

છોકરાં—સાહેબ, આપણે ઉપરની છાલ કાઢી નાંખીએ છીએ અને અંદર ઠળીઓ કે ગોટલો હોય તો તે પણ કાઢી નાંખીએ છીએ ને માંહેનો ગર ખાઈએ છીએ.

શિક્ષક—ખરી વાત. કેરી, દરાખ, આલુ, બોર, જાંબુ, વગેરે કેટલાંક ફળને ઠળીઆ હોય છે. એ ઠળીઆમાં એ છોડનાં બીજ રહેલાં છે. ઠળીઆવાળાં ફળ ઠળીઆ વગરનાં ફળ જેવાં તંદુરસ્તીને લાભકારક નથી. તમે નારંગી, લીંબુ, ને દરાખનાં બી જોયાં છે ?

છોકરાં—સાહેબ, ફળની અંદરજ તે હોવાં જોઈએ.

શિક્ષક—ખરૂં. તમે જાણો છો કે નારંગી ને લીંબુને જાડી, ખરબચડી, પીળી છાલ હોય છે. એમાં પીશીઓ

રસની ભરેલી હોય છે. એનાં બી ધોળાં છે ને તે ફળની વચ્ચે રહેલાં છે. લીંબુનો શરબત બનાવાય છે. લીંબુનો રસ તાવમાં ગુણકારક છે. એ ફળ ભૂખ ઉઘાડે છે ને ખોરાક પચાવે છે. દરાખના ઝુમખા થાય છે. એની અંદરના નાના ઠળીઆમાં બીજ રહેલું છે. તમે આલુનું બીજ જોયું છે ?

મગન—હા, સાહેબ. આલુમાંહેથી ઠળીઓ નીકળે છે. એ ઠળીઓ ફોડીએ એટલે એમાંથી બદામ નીકળે છે. એ ખવાય છે ને એજ એનું બીજ છે.

શિક્ષક—બરાબર. એ કોપરા જેવું છે. હવે સૂકાં ફળ વિષે આપણે વાત કરીએ. રાંધીને ખવાય એવાં સૂકાં ફળ તમે જાણો છો ?

છોકરાં—સાહેબ, પાપડી એ એવું ફળ લાગે છે.

શિક્ષક—ખરી વાત. બધાં કઠોળ ને અનાજ એવાં ફળ છે. વાલ, વટાણા, ચોળા, વગેરેને આપણે કઠોળ કહીએ છીએ. એને પાપડી કે શીંગ આવે છે. આપણે વાલની ઉપલી છાલ કાઢી નાંખી તપાસીશું તો તેમાંથી બે દાળ છૂટી પડશે. બધાં કઠોળમાં એવી બે દાળ હોય છે. એ બે અડધીઆંની વચ્ચે એનું બી રહેલું છે. એમાંથી ફણગો ફૂટે છે. કઠોળ બહુ પુષ્ટિકારક છે.

---

# પાઠ ૭૬મો

## ફળ અને બીજ, ભાગ ૨જો

શિક્ષક—ગયા પાઠમાં તમે કઠોળ વિષે શીખી ગયાં. ઘઉં, બાજરી, જવ, વગેરે પણ સૂકાં ફળ છે. કઠોળની

પેઠે એને બે દાળ ને ફાડ નથી હોતી. એ અનાજ કણુસલાંમાં કે ડુંડાંમાં થાય છે. કણુસલાંમાં ફૂલને બીજંપાત્ર પાતળું હોય છે ને તે બીજની આખી સપાટીને વળગેલું હોય છે. બી વવાય છે ત્યારે એ છોડું કાઢી નંખાતું નથી. કણુસલાંમાંથી જેવું અનાજ મળે છે તેવુંજ વવાય છે.

નાળીએર તો તમે જોયું છે. એનું બીજ કયાં છે; તે તમે જાણો છો ?

છોકરાં—સાહેબ, બીજ કોપરામાં હોવું જોઈએ

શિક્ષક—બરાબર. કોપરામાં વચ્ચે જ્યાં બે છિદ્ર દેખાય છે ત્યાં બીજ રહેલું છે. તમે દુકાનમાં જેવું નાળીએર જુઓ છો તેના કરતાં ઝાડ પર ઘણું મોટું હોય છે. એનું બહારનું મોટું ઢાંકણ કાઢી નાંખ્યા પછીનું નાળીએર તમારા જોવામાં આવે છે. એના ઉપરની ચોટલી કાઢી નાંખી એને ભાંગે છે એટલે કાચલામાંનું કોપરૂં છૂટું પડે છે. કોપરૂં ખાવામાં મીઠું છે. એ શાકમાં વપરાય છે. એનું રાયતું થાય છે. કોપરામાંથી તેલ નીકળે છે, તે કોપરેલ બાળવામાં વપરાય છે. એ બધું તમે જાણતા હશો. કોપરામાં રસ છે, તે છોડને કામનો છે. કોપરાની વચ્ચેનાં બે છિદ્રમાંના એકમાંથી છોડ ઊગવા માંડે છે અને એ છોડને જમીન ને હવામાંથી પોષણ મળે તે પહેલાં આ રસ પૂરતું પોષણ પૂરૂં પાડે છે.

કેટલીક વાર આપણે બી વાવેલાં હોતાં નથી, છતાં ઝાડ ઊગે છે. એનું શું કારણ છે ?

છગન—સાહેબ, પવન એક ઠેકાણેથી બીજે ઠેકાણે બી લ જાય છે.

શિક્ષક—ખરૂં. બીજ પાકું થાય છે એટલે બીજપાત્ર ફાટે છે બી હવામાં સુકાય છે તેથી લાંબો વખત જીવી શ છે. પવન બીજને જુદે જુદે ઠેકાણે ફેલાવે છે. પક્ષીએ એક ફૂલ પરથી રજ લઈ જઈ બીજા ફૂલ પર મૂ છે. ફળ ખાઈ તેઓ ઠળીઆ જમીન પર નાંખી છે, ત્યાં તે ઊગે છે. કેટલાક બીજને આંકડી જે હોય છે. એવા છોડની પાસે ચરતાં ઘેટાં છોડ પા માથું અફાળે છે ને ઘસે છે, એટલે એ બીજ તેમ વળગે છે. એ રીતે પણ બીજ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય છે.

હરેક છોડને પોતાના જેવોજ છોડ ઉત્પન્ન ક એવાં બીજ હોય છે. બધાં બીજ છોડની નીચે પ તો ત્યાં તેને ઊગવાની જગા મળે નહિ. પણ પવન પક્ષી, ને પ્રાણી તેને જુદે જુદે ઠેકાણે ફેલાવે છે એ કુદરતની ખુબી છે. ઝાડની છાલનો શો ઉપયોગ છે તે તમો જાણો છો?

છોકરાં—સાહેબ, બાવળ, ખેર, જેવાં ઝાડની છાલ બાળવાન કામમાં આવે છે.

શિક્ષક—ખરૂં છે. બાળવાના કામમાં તો આખું લાકડું આ છે, એટલે તેની છાલ પણ આવે છેજ. કેટલાં ઝાડની છાલ રંગવાના ને દવાના કામમાં વપરાય છે ક્વિનાઈન એ એક ઝાડની છાલ છે.

જૂના વખતમાં ઋષિઓ ઝાડની છાલનાં કપડાં પહેરતા, તે વલ્કલ કહેવાતાં. વળી કાગળની શોધ થઈ તે પહેલાં તાડનાં પત્ર પર લોકો પુસ્તકો લખતા. એવાં જૂનાં પુસ્તકો તાડપત્ર પર લખાએલાં હજી આપણા દેશમાં પુસ્તકોના સંગ્રહમાં જોવામાં આવે છે.

---

# પાઠ ૭૭મો

## અમદાવાદ જિલ્લોઃ મુખ્ય સ્થળ, ભાગ ૧લો

અમદાવાદ શહેર સાબરમતી નદીને કિનારે આવેલું છે. એ ગુજરાતનું પાટ નગર છે. વસ્તી, વેપાર, ને કેળવણીમાં મુંબઈ ઇલાકામાં એ ઘણું મોટું ને આગળ પડતું શહેર છે. એમાં લગભગ ૧૦૦ સૂતર કાંતવાનાં ને વણવાનાં કારખાનાં છે. વસ્તીના પ્રમાણમાં આટલાં બધાં કારખાનાં મુંબઈમાં પણ નથી.

સુલતાન અહમદ ૧લાએ ઇ. સ. ૧૪૧૧માં અસાવલ ગામને ઠેકાણે અમદાવાદ શહેર વસાવ્યું. આ ઉપરથી શહેરનું નામ અહમદાબાદ-અમદાવાદ પડ્યું. તે ગુજરાતના બાદશાહોની રાજધાનીનું શહેર હતું. પાટણમાંથી રાજધાની ખસેડી તેમણે અમદાવાદ આણી અને પાટણમાંની બાંધણીની નકલ કરી તેમણે અમદાવાદમાં ત્રણ દરવાજા ને ભદ્ર બાંધ્યાં.

અકબર બાદશાહના રાજ્યમાં અમદાવાદ, ગુજરાતના બીજા ભાગોની પેઠે, મુગલસત્તા નીચે આવ્યું. મુગલ બાદશાહોએ સુબા નીમ્યા, તેમણે ગુજરાત પર રાજ્ય કર્યું.

પાછળથી મરાઠાઓની સત્તા વધવાથી અમદાવાદમાં મુસલમાન ને મરાઠા, બંનેની એકઠી સત્તા રહી. ત્યારપછી કેટલોક વખત તેમાં એકલા મરાઠાઓની સત્તા રહી. એ સત્તાની નિશાનીમાં ત્યાં ગાયકવાની હવેલી નામનું સરકારી મકાન હજી પણ છે.

ઇ. સ. ૧૮૧૭મ પેશ્વા, ગાયકવાડ, અને અંગ્રેજ સરકારની વચ્ચેના કોલકરાર પ્રમાણે અમદાવાદ અંગ્રેજ લોકના હાથમાં આવ્યું અને વડોદરા પાસેનો કેટલોક ભાગ અંગ્રેજ સરકારે ગાયકવાડને આપ્યો.

અકબરનો પુત્ર જહાંગીર બાદશાહ અમદાવાદમાં થોડો વખત રહ્યો હતો. તેને એ શહેર ગમ્યું નહોતું. અહિની ધૂળ ને ગરમીથી તે કંટાળ્યો હતો. તેની તબીઅત પણ સારી રહી નહોતી. આ કારણોથી તેણે શહેર માટે નીચેના શબ્દ કહ્યા હતાઃ—

‘ આ કંગાલ ભૂમિમાં શહેર સ્થાપનારે શી ખુબી કે શોભા જોઈ હશે ? એની હવા ધૂળથી ભરેલી છે. એમાં ઊના પવન ફુંકાય છે. એ નદીનું પાત્ર સૂકું છે. એનું પાણી ગંદું ને ખારૂં છે. એનાં પરાં કાંટાથી છવાયાં છે.”

પ્રથમ જહાંગીરે એ શહેરને ગર્દાબાદ કહ્યું. પછી ત્યાં મરકી ફાટી નીકળ્યાની એને ખબર થઈ એટલે તેણે એને બિમારિસ્તાન ને જહાનમાબાદ એવાં નામ આપ્યાં.

એજ અરસામાં અંગ્રેજોએ અમદાવાદનું કેવું વર્ણન આપ્યું છે, તે નીચેના ઉતારા મજાશે:—

અંગ્રેજો અમદાવાદને જોઈને ઘણા રાજી થયા. તેમણે કહ્યું, "તે લંડન જેવડું સુંદર મોટું શહેર છે. તેની આસપાસનો કોટ ઊંચો ને ઓસારવાળો છે. તેમાં ઘણા દરવાજા છે. રસ્તા પહોળા ને સુંદર છે. તેની બંને બાજુએ એટલાં બધાં ઊંચા ઝાડ રોપેલાં છે કે આપણે વૃક્ષોની ઘટામાંથીજ જતા હોઈએ એમ લાગે છે. તેનાં મકાન સુંદર છે. તેના કારીગરોમાં ઉત્તમ વણકર, નકશીદાર કોતરણી કરનાર, ચિતારા, જડીઆ, અને સોનેરી ને રૂપેરી કસબ વણનારા છે. આ વેપારીઓ ગળી, કાપડ, કરિયાણાં એટલા મોટા જથામાં પરદેશ મોકલે છે કે લગભગ દર દસે દહાડે ૨૦૦ ગાડાં ભરેલો માલ ખંભાત જાય છે."

ઉપલાં બે વર્ણન એકબીજાથી કેવાં ઉલટાં છે! એકજ વસ્તુ પર જુદી જુદી નજરે જોવાથી વિચાર કેવા જુદા જુદા થાય છે! જહાંગીર બાદશાહે પોતાની જાતના વિચારથી શહેરને વખોડયું. અંગ્રેજોએ સાધારણ નજરે જે જોયું તે લખ્યું.

શહેરને વિશાળ કોટ છે, તેને ૧૮ દરવાજા છે. કોટ એવો શોભિતો ને મજબૂત છે કે એને બાંધ્યાંને લગભગ પાંચસેં વર્ષ થયાં તોપણ એમાંથી ઘણે ભાગે કાંકરો સુદ્ધાં ખરતો નથી.

ભદ્રને ૮ દરવાજા છે. અંદરની વિશાળ જગામાં કચેરીઓ, મસ્જિદો, ને લોકોને રહેવાનાં આસરે ૧૫૦ ઘર છે.

---

## પાઠ ૭૮મો

### અમદાવાદ જિલ્લો: મુખ્ય સ્થળ, ભાગ ૨જો

અમદાવાદ શહેર ઘણું વિશાળ ને ભવ્ય છે. તેમાં ઠેકાણે ઠેકાણે મસ્જિદો છે. શહેરની અંદર તેમજ બહાર શેઠીઆ-

ઓની હવેલી ને બંગલા ભપકાભેર છે ને વચ્ચે મોટાં ચોગાન ને બાગ છે. એ મકાનો રમ્યતા કરતાં સંગીનતા, સગવડ, ને વિશાળતા માટે વધારે પ્રસિદ્ધ છે.

મુંબઈ, મદ્રાસ, ને કલકત્તાને બાદ કરતાં અમદાવાદ જેવાં વસ્તીથી ભરચક, જૂની જોવા લાયક ઈમારતોવાળાં, અને વેપાર પૂરા જોમમાં ખીલી રહ્યો હોય એવાં, થોડાંજ શહેર હિંદુસ્તાનમાં છે.

નવા આવનારને આગગાડીનું સ્ટેશન આવતાં પહેલાં એનાં વેપાર ને ભવ્યતાનાં ચિહ્ન નજરે પડે છે. કાંકરીઆ તળાવ આગળનાં ઘણાં કારખાનાંનાં ભૂંગળાં તેમજ સ્ટેશન પરના બે ટોડા દૂરથી દેખાય છે,

સ્ટેશનથી ભદ્રકાળી સુધી સીધી સડક છે. તે પર બંને બાજુએ જાતજાતની દુકાન આવેલી છે. માણેકચોકની પાસેથી ઠેઠ ભદ્ર સુધી સડક બમણી પહોળી છે. એમાં માણસની ને ગાડી, મોટર, સાઇકલ, ને ગાડાં તથા લારીની ધમાલ લગભગ મુંબઈના ભૂલેશ્વરના ભાગ જેટલી છે.

ત્રણ દરવાજાનો દેખાવ દૂરથી ઘણો ધ્યાન ખેંચે એવો છે. ભદ્રના કિલ્લાનો દેખાવ તો ઘણોજ રમણીય છે. ભદ્રમાં ભદ્રકાળી માતાનું દહેરૂં છે, તે આખા શહેરમાં પ્રસિદ્ધ છે અને તેનાં દર્શન કરવા શહેરના જુદા જુદા ભાગમાંથી લોક આવે છે. ભદ્ર પર મોટું ઘડીઆળ છે. ભદ્રમાં ન્યાયાધીશની ને ટપાલની કચેરીઓ છે.

ત્રણ દરવાજા ને ભદ્રની વચ્ચે કારંજનું મોટું મકાન છે. તેની સામા નાનો, ગોળ આકારવાળો બાગ છે. પાસે

હેમાભાઈનું પુસ્તકાલય, પ્રેમાભાઈનું વિશાળ જાહેર સભાગૃહ, અને તેની નીચે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિની બેઠક છે. એ સોસાઇટિ એટલે મંડળ ગુજરાતી પુસ્તકો છપાવી સાહિત્યની વૃદ્ધિ માટે ઉપાયો રચે છે.

દક્ષિણ તરફ જતાં નાકા પર પુરુષશિક્ષકોને કેળવવા માટે શાળા છે ને એ નાકા પરથી આસ્તોડીઆની સડકે જતાં બંને બાજુએ એ શાળાનાં વિશાળ મકાન છે. પાસે પ્રાર્થનામંદિર છે ને બીજી તરફ સ્ત્રીશિક્ષકો માટે એવી શાળા છે. આ બધો દેખાવ ઘણો દબદબાભરેલો છે.

શહેરની અંદર સ્વામિનારાયણનું મંદિર વિશાળ છે. શહેર બહાર હઠીસિંગનું દહેરું, નીલકંઠ મહાદેવ, હરીરની વાવ, એ બધું જોવા લાયક છે.

શાહીબાગનું ઘણું ભવ્ય મકાન નદીકિનારે આવેલું છે. એ શાહજહાન નામના અમદાવાદના હાકેમે બાંધ્યું છે.

મસીદોમાં માણેકચોકની પાસે જુમા મસ્જિદ ઘણી રોનકદાર છે. શહેરની બહાર શાહ આલમનો ને સરખેજનો રોજો જોવા લાયક છે. દરેક જાળીની કોતરણી જુદી છે.

રાયપુર દરવાજાની બહાર પોણેક માઇલે કાંકરીઆનું તળાવ છે, તેની રચના ઘણી સુંદર છે. તેનો ફરતો ઘેરાવો એક માઇલ છે. તે ૩૪ સરખી બાજુનું બનેલું છે ને દરેક બાજુ ૧૯૦ ફૂટ લાંબી છે. તેના પર ચારે તરફ સુંદર પગથીઆં ને વચ્ચે નગીનાબાગ છે. તેમાં ખારી નદીનું પાણી વાળેલું છે.

અમદાવાદ શહેર ત્રણ તાંતણે આબાદ થયું કહેવાય છે:– રેશમ, કસબ, ને સૂતર. એમાં રેશમી કોરનાં ધોતીઆં,

પિછોડી, પીતાંબર, વગેરે ઉત્તમ થાય છે. કસબનું કામ પણ સારૂં થાય છે.

અમદાવાદ શહેરના લોક ઘણા પરગજુ, ઠાવકા, ને શાણા છે. અગાઉ કરતાં હાલ તેઓ સાહસિક અને પરદેશમાં વિશેષ જતા થયા છે.

સાબરમતીને કિનારે દૂધેશ્વર અને સપ્તર્ષિના આરા પવિત્ર મનાય છે.

અમદાવાદ જિલ્લામાં પ્રાંતિજ, ધોળકા, મોડાસા, સાયણ, વીરમગામ, ધંધુકા, ને ઘોઘા, એ મોટાં ગામ છે. ધોળકા પ્રાચીન સ્થળ છે. બધાં ગામ આબાદ છે. તેમાં વેપાર સારો ચાલે છે.

ધોળકાની પાસે વૌઠામાં સાત નદીનો સંગમ છે, ત્યાં કાર્તકી પુનેમ પર મોટો મેળો ભરાય છે. ધંધુકાની પાસે ભીમનાથ મહાદેવનું દહેરૂં પવિત્ર સ્થળ મનાય છે.

---

# पाठ ७९मो

## स्नेहनां स्मरण

सुंदर मधुरां स्मरण स्नेहनां,
न्हालां लागे अपार;
न्हालां लागे अपार, तेने
वंदन वारंवार;
स्नेहनां स्मरण अमीरसभार.

रसमां नवरावे, नीतरावे,
रीझावे रसबोळ;
मस्त बनावी नित्य नचावे,
उछळावे रसछोळ;
स्नेहनां स्मरण रसायनसार.

रसघुघवाटे रम्य प्रसंगो,
भव्य भरे भणकार;
सूर मधुर प्रिय जनना गजवे,
अहो! ललित ललकार;
स्नेहनां स्मरण अकल रणकार.

रसकणिकाए व्हालां जनना
रचाय कंइ आकार;
बांळावे रसघेलां एने
एवो रस अवतार;
स्नेहनां स्मरण एक आधार.

ललित

---

## પાઠ ૮૦ મો

### સુરત જિલ્લો: મુખ્ય સ્થળ, ભાગ ૧લો

સુરત શહેર તાપી નદીને કિનારે આવેલું છે. અહિંથી દારયો જમીનને રસ્તે માત્ર ૧૦ માઇલ દૂર છે. એની પાસે

બેએક માઇલને છેટે તાપી નદી ઓળંગીને જતાં રાંદેર કરીને ગામ છે, તે એનાં કરતાં વધારે જૂનું છે.

ઇ સ. ૧૧૯૪માં દિલ્હીના બાદશાહ શાહબુદ્દીન ઘોરીના સરદાર કુતુબુદ્દીને ગુજરાત પર ચઢાઈ કરી અને તે રાંદેર ને સુરત સુધી આવ્યો. તે વખત સુરત ત્યાંથી ૧૩ માઇલ પર આવેલા કામરેજ ગામના સરદારને તાબે હતું.

આ જૂના શહેરને ઠેકાણે ઇ. સ.ના ૧૫મા સૈકામાં હાલનું સુરત શહેર વસ્યું છે. ગોપી નામનો એક તવંગર વેપારી હતો, તેના નામ પરથી શહેરના મુખ્ય ભાગનું નામ ગોપીપરૂ પડયું અને તેમાં બાંધેલું વિશાળ તળાવ ગોપીતળાવ કહેવાયું. તેની સ્ત્રી રાણી કહેવાતી, તેના નામ પરથી રાણીતળાવ ને રાણીચકલાનાં નામ પડ્યાં છે. ગોપીએ વસાવેલું શહેર ધીમે ધીમે આબાદ થવા માંડયું.

જૂના શહેરનું નામ સૂર્યપુર હતું, એમ માનવાને કારણો મળી આવે છે. ઇ. સ. ૧૫૪૮માં ત્યાં હાથે લખાએલાં પુસ્તકોમાં સૂર્યપુર નામ મળે છે. ગોપીએ ગુજરાતના બાદશાહને શહેરનું નામ સુરજ પાડવા લખ્યું. બાદશાહે સુરજને બદલે સુરત નામ પાડયું.

સુરત શહેર વેપારનું મોટું મથક થયું. જમીનને માર્ગે ત્યાંથી વણજારો દક્ષિણમાં ગોવળકોંડા સુધી, પૂર્વમાં બરાનપુર સુધી, અને ઉત્તરમાં દિલ્હી, આગ્રા, ને લાહોર સુધી જતી. તેનાં વહાણો કોંકણ, મલબાર, સિલોન, અને મદ્રાસ ને બંગાળાના કિનારા સુધી જતાં. તેનો વેપાર ઘણા દૂર દેશો સુધી ચાલતો.

સુરત ૮૪ બંદરનો વાવટો ગણાતું. હીરા, માણેક, તાંબું, લોઢું, ઘઉં, વાલ, માખણ, અનેક જાતનાં તેલ ને અત્તર, કાળાં ને ધોળાં મરી, કાગળ, ખાંડ, મીણ, અફીણ, ગળી, વગેરે ચીજો સુરતથી દૂર દેશાવર જતી પણ મુખ્ય ચીજો સુતરાઉ ને રેશમી કાપડ ને કસબ હતી. આ પ્રમાણે સુરત પૂરેપૂરી જાહોજલાલીમાં હતું. ઇ. સ. ૧૭૯૬માં તેમાં ૮ લાખ માણસની વસ્તી હતી.

શહેરને બે કોટ હતા; એક માંહેનો ને બીજો બહારનો. બહારના કોટનો ભાગ સુરતથી મુંબઈ જતાં આગગાડીમાંથી નજરે પડે છે. માંહેના કોટને ઠેકાણે હાલ ખાડી આવેલી છે. એ કોટનું નામ કોટસફીલ નામના શહેરના ભાગે જાળવી રાખ્યું છે. એ કોટને ૧૨ ભાગોળ હતી.

બરાનપુરી ભાગોળથી બરાનપુર ને નવસારી ભાગોળથી નવસારી જવાતું. બહારના કોટમાં દિલ્હી દરવાજો હતો, ત્યાંથી દિલ્હી જવાતું. એ દરવાજેથી દિલ્હીના બાદશાહનાં ફરમાન આવતાં, તેને ધામધૂમથી વધાવી લેવાનો રિવાજ હતો.

આવા દિલ્હી દરવાજા અમદાવાદ, હૈદરાબાદ, ઔરંગાબાદ, જેવાં મોટાં શહેરોમાં છે.

ફિરંગી લોકો, વલંદા, અંગ્રેજો, અને ફ્રેંચો હિંદુસ્તાનમાં વેપારને માટે આવ્યા, તે બધાની કોઠી સુરતમાં હતી.

વલંદાઓની કોઠીને ઠેકાણે હાલ નાનપરાની મુખ્ય પોસ્ટ ઑફિસ છે. અઠવાના દરવાજાની બહાર ફ્રેંચની કોઠી હતી, તે ભાગ ફ્રેંચ બાગના નામથી ઓળખાતો હતો. અંગ્રેજ લોકોની કોઠીવાળા મકાનમાં હાલ નદીકિનારે પાતાળી હનુમાનને મંદિરે જતાં ડાક્ટર ડોસાભાઈનું મકાન છે.

આરંભમાં સુરત કામરેજના સરકારને તાબે હતું; પછી તે મુસલમાનોના હાથમાં ગયું. ઇ. સ. ૧૩૭૩માં ફિરોઝ તઘલખે ભીલ લોકોની સામા તેનો બચાવ કરવા એક કિલ્લો બાંધ્યો.

પછી પોર્ટુગીઝ લોકોએ શહેરને બાળી મૂક્યું. આથી અમદાવાદના બાદશાહે વધારે મજબૂત કિલ્લો બાંધવાનો હુકમ કર્યો, તે ઇ. સ. ૧૫૪૬ના અરસામાં પૂરો થયો.

સત્તરમા સૈકામાં સુરતમાં શાંતિ રહી અને તેનો વેપાર ધમધોકાર ચાલ્યો. મરાઠાઓએ તેની દોલતથી લોભાઈ તે પર હુમલા કર્યા. શિવાજીએ તેને ત્રણ વાર લૂટ્યું.

ઇ. સ. ૧૭૩૩થી ઈ. સ. ૧૮૦૦ સુધી સુરતમાં સ્વતંત્ર નવાબોનું રાજ્ય રહ્યું. પછી નવાબો અંગ્રેજના તાબામાં આવ્યા; કુલ સત્તા અંગ્રેજોના હાથમાં આવી અને નવાબને પેન્શન આપવામાં આવ્યું.

---

# પાઠ ૮૨મો

## સુરત જિલ્લો: મુખ્ય સ્થળ, ભાગ ૨જો

હિંદુસ્તાનમાં અંગ્રેજ લોકોના હાથમાં પશ્ચિમ તરફ જે સંસ્થાનો હતાં, તેનું રાજધાનીનું શહેર સુરત હતું. ઇ. સ. ૧૬૭૮માં અંગ્રેજ કંપનિએ સુરતમાંથી રાજધાની ખસેડી મુંબઈમાં કરી.

ઈ. સ. ૧૮૧૩માં ગુજરાતમાં મોટો દુકાળ પડયો, તેની સુરતના વેપાર પર ઘણી અસર થઈ. ઇ. સ. ૧૮૩૭માં સુરત શહેર પર બે મોટી આફત આવી પડી. ભયંકર આગથી

૯ હજાર ઉપરાંત ઘર બળી ગયાં. આગ ત્રણ દિવસ સળગ્યા કીધી. આથી ૬ કરોડ રૂપીઆનું નુકસાન થયું. આ આગ ઉનાળામાં લાગી ને એજ વર્ષમાં ચોમાસામાં મોટી રેલ આવી. દરિયાની પેઠે શહેરના બધા ભાગમાં પાણી ફરી વળ્યાં. લોકો આ બે આફતથી તદ્દન નિરાધાર થઈ ગયા.

ઇ. સ. ૧૮૩૮માં શહેરમાં અસલી ઝાહોઝલાલીની છાયાજ રહી. પરંતુ, લોકો સંતોષી, સાહસિક, ને આનંદી સ્વભાવના હોવાથી આગ અને રેલની આફતો ઉપરાઉપરિ ને વારંવાર આવ્યા છતાં શહેર પાછું ઊભું થાય છે. હાલ તેમાં એક લાખની ઉપર વસ્તી છે.

રેલ્વે–સ્ટેશનથી શહેર નીચું છે. સ્ટેશનથી અઠવાના દરવાજા સુધી સીધી, મોટી સડક છે. બરાનપુરી ભાગોળ આવતાં પહેલાં ઊંચો ઘડીઆળનો મિનારો છે.

નદીકિનારે કિલ્લો છે, તેની પાસેના મેદાનમાં મુંબઈ બૅંકનું મકાન છે. બૅંકની સામા સોરાબજી જમશેદજી જીજીભાઈ હાઇ સ્કૂલ છે. પાસે રાવ બહાદુર નગીનચંદનું જાહેર મકાન છે. બીજી તરફ વિક્ટોરિઆ બાગ ને સરકારી ઇસ્પિતાલ છે. નગીનચંદના વિશાળ મકાનની સડકે રાંદેર જવાનો હોપ પૂલ છે.

આ સ્થળે શહેરનો દેખાવ ઘણો ભવ્ય છે. સામે કિનારેથી એ દેખાવ ખરેખરો રમણીય લાગે છે.

નાનપરામાં નદીકિનારે, તેમજ હોરવાડમાં હોરાઓનાં મકાન ઘણાં રોનકદાર છે. ગોપીપરામાં તેમજ ડુમસની સડકે શહેર બહાર શ્રાવકોનાં મકાન ઘણાં સુંદર છે.

શહેરમાં હોરા ને શ્રાવકો ઘણા પૈસાદાર છે. હોરાઓ પરદેશમાં વેપાર ખેડી પુષ્કળ ધન કમાઈ સુરત લાવે છે. તેઓ તેમજ રાંદેરના હોરા ઘણા સાહસિક છે. શ્રાવકો મોતીના વેપારી છે. શહેરના ઘણા વતની વેપાર માટે મુંબઈમાં રહે છે.

શહેરના લોકો નાજુક, બુદ્ધિશાળી, ને રસિક છે. કેળવણીમાં શહેર આગળ પડતું છે. એમાં હાલ એક કૉલેજ (મહાશાળા) સ્થપાઈ છે. ગુજરાતી ભાષાના મૂળ સંસ્કારી લેખકો, કવિ નર્મદ, નવલરામ, અને નંદશંકર, આજ શહેરના વતની હતા.

પણ હાલ શહેરમાં બહુ વેપાર નથી. તોપણ રેશમ અને કસબનો વેપાર ચાલે છે, સુખડના લાકડાની ઉત્તમ કારીગરીની પેટીઓ અહિં બની દૂર દેશાવર જાય છે, અને સૂતર કાતવાનાં ને વણવાનાં ચારપાંચ કારખાનાં છે.

સુરત શહેરના લોકો શોખીન છે. ત્યાં શ્રાવણ માસમાં ઘણા મેળા ભરાય છે. જન્માષ્ટમીનો મોટો મેળો ભરાય છે, તે જોવા ઠેઠ મુંબઈથી ને વલસાડ ને ભરૂચ વચ્ચેના રેલ્વે-સ્ટેશનોથી ઘણાં માણસ આવે છે.

તાપી નદી પવિત્ર મનાય છે. શહેરથી ત્રણેક માઇલ દૂર તાપી નદીને કિનારે અશ્વિનીકુમાર ને ગુપ્તેશ્વર મહાદેવનાં મંદિર છે, તેમજ આચાર્યજીની બેઠક છે. મંદિર પાસે સુંદર ઘાટો છે. ગુપ્તેશ્વર પાસે ફૂલપાડા ગામ છે. એ સ્થળ ઘણું પ્રાચીન છે.

શહેરમાં વૈષ્ણવન ને શ્રાવકનાં ઉત્તમ મંદિર છે. સ્વામિનારાયણનું મંદિર જોવા લાયક છે. બાલાજીનું મંદિર

ઘણું વિશાળ ને રમણીય છે. એ મંદિરની પાસે ઘણાં મંદિર છે. અંબાજી માતાનું દહેરૂં શહેરને મધ્ય સ્થળે છે. એ બંને દહેરાંમાં શહેરના ઘણા લોકો રોજ દર્શન કરવા જાય છે.

શહેરથી ત્રણેક માઇલને છેટે કતારગામ છે, ત્યાં કાંતારેશ્વર મહાદેવનું દહેરૂં છે. કાંતાર એટલે જંગલ. અહિં પ્રથમ જગલ હોવું જોઈએ. શ્રાવણ મહીનામાં અહિં મેળા ભરાય છે.

સુરત જિલ્લામાં વલસાડ, ઓરપાડ, માંડવી, પારડી, ચીખલી, બારડોલી, એ મોટાં ગામ છે. ઓરપાડ તાલુકામાં સિદ્ધનાથ મહાદેવનું દહેરૂં છે, તે સિદ્ધરાજ જયસિંહે બંધાવ્યું છે. તે યાત્રાનું સ્થળ છે.

માંડવી તાલુકામાં અસલ નાનું દેશી રાજ્ય હતું. એ તાલુકામાં બોધાન ગામમાં ગૌતમેશ્વર મહાદેવનું દહેરૂં છે, ત્યાં બાર બાર વર્ષે, યાત્રા ભરાય છે.

વલસાડ એ ઓરંગા નદી પર એક કસ્બો છે. એમાં ડાંગનાં ડુંગરમાથી પુષ્કળ સાગ આવે છે, તે દરિયામાર્ગે કાઠિયાવાડ જાય છે. એની પાસે દરિયાકિનારે ટીથલ છે, તે હવાખાવાનું ઠેકાણું છે.

---

## પાઠ ૮૨ મો

## દારૂ, તે રોગ ને અનીતિનું બારૂં, ભાગ ૧લો

**મહેતાજી**—બાળકો, આજે તમને રસ પડે, પણ દિલગીરી ઉપજાવે એવી વાત કહીશ. બોલો, ગમશે કે ?

**બાળકો**—હા સાહેબ, ગમશે, ગમશે.

મહેતાજી—જુઓ, સાંભળો. ભગા નામે કોળી હતો. તે મહેનતુ ને સંતોષી હતો. તે મજુરી કરીને પોતાનું પેટ ભરતો હતો. સાંજ પડે એટલે કામ પરથી એ પોતાને ઘેર જતો, ને રાતે પોતાની મા, ને પોતાનાં ભાઈબેન સાથે રોટલા ખાઈ થોડો વખત ગપ્પાં મારતો. મોડેથી એ ભજનીઆં ગાતો. એનો સાદ એવો મીઠો હતો કે એ ગાતો ત્યારે શેરીના માણુસો સાંભળવા એકઠા થતા. પછી એ સૂતો, તે નીરાંતે એકી ઊંઘે ઊઠતો.

મુકુંદ—સાહેબ, એકી ઊંઘે ઊઠતો એટલે શું?

મહેતાજી—એકી ઊંઘે ઊઠતો, એટલે એમ કે એની ઊંઘમાં જરા પણ ખલેલ થતી નહોતી. દિવસે સારી મહેનત કરી હોય ને કોઈ જાતની ફિકર ન હોય તોજ એવી ઊંઘ આવી શકે છે. ઊંઘનું સુખ કંઈ ખૂબ સુંવાળી પથારી હોય ને તે વળી સારા ખાટલા પર હોય તોજ મળે છે એમ નથી. મહેનતુ ને સંતોષી ગરીબ માણુસને ઊંઘ આવે તેવી શેઠીઆઓને કે રાજાઓને પણ ન આવી શકે.

આડોશીપાડોશી ને શેરીવાળા સૌ લોકો ભગાને ભગા ભગત કહીને બોલાવતા.

કામ પરથી પાછાં આવતાં ભગો બેત્રણ દિવસ હીરિયા નામના દારૂડીઆની સોબતમાં આવતો એની માને માલમ પડ્યો. એક રાતે, માએ ભગાને ઠપકો દીધો. તેણે તેને કહ્યું, હીરિયાની સોબતમાં ફરતો ના, એ દારૂડીઓ છે, તું એની સાથે ફરે તેથી હું બહુ નારાજ છું.

ભગાએ કહ્યું, હીરિયો ઘણો ગમતી છે. એની વાતોમાં મને મઝા પડે છે. એ દારૂડીઓ છે તેમાં મને કંઈ અડચણ નથી.

એની માએ કહ્યું, ખરાબ સોબતના છાંટા ઊડ્યા વિના રહેજ નહિ; માટે મારૂં કહ્યું માનજે ને હીરિયાથી દૂર રહેજે.

ભગાએ, કહ્યું; હું કંઈ બગડવાનો નથી. બે ઘડી થાક્યા પછી એની સોબતમાં ગમ્મત પડે છે: એમાં શું ખોટું છે ? માએ કહ્યું, મારી મરજી મુજબ તારે કરવુંજ જોઈએ.

હરિલાલ—સાહેબ, આ મા આવી કેવી ? ભગાને મઝા પડે તેમાં એ કેમ વચમાં આવી ?

મહેતાજી—શાબાશ, ઠીક પૂછ્યું. દારૂડીઆની સોબતથી માણસ દારૂ પીતાં શીખે. કદાચ દારૂ તે પીએ નહિ, તોપણ લોકો તેને દારૂડીઆનો સોબતી ગણે ને તેના પર ભરોસો રાખતાં અચકાય. સોબત વિષે એક નાની વ ત કહું; સાંભળો.

એક ડાહ્યો પિતા પોતાનાં ઉમ્મરે પહોંચેલાં છોકરાંઓને પણ ખરાબ સોબતમાં ભળ વા દેતો નહોતો. એક દિવસ એની વહાલી પુત્રીને એણે ખરાબ સંગતથી દૂર રહેવા ફરમાવ્યું. પુત્રીએ કહ્યું, વહાલા બાપુજી ! બેનપણીને માત્ર મળ્યાથી હું બગડું, એવી શું હું નાદાન છું ? પિતા શાંત રહ્યો, ને એણે પાસેના સગડીમાંથી બુઝાએલો કોયલો લીધો ને પુત્રીને કહ્યું, વહાલી પુત્રી ! આ કોયલો લે; દઝાય તેમ નથી. પુત્રીએ તે લીધો, ને તેમ કરતાં તેનો સુંદર હાથ કાળો થયો ને લાગી જવાથી તેની સુંદર સફેત સાડીને પણ જરા કાળો ડાઘ લાગ્યો.

પુત્રી જરા ચીડાઈ ને તે બોલી, કોયલો લેતાં કંઈ બહુ સાવચેતી રાખવાની જરૂર લાગતી નથી; જરા બેદરકારીથી ડાઘ લાગી ગયો. પિતાએ કહ્યું, બરાબર છે, વહાલી પુત્રી ! જો કે કોયલો બાળે નહિ તો ડાઘ પાડે છેઃ ને તેવીજ રીતે ખરાબ સોબત વિષે પણ સમજી લેવું.

હરિલાલ— ત્યારે તો સાહેબ, ભગાની માએ ઘણું સારૂં કર્યું કે એને દારૂડીઆની સોબતથી દૂર રહેવા ફરમાવ્યું.

મહેતાજી—માએ ઠીક કર્યું, પણ ભગાએ ઠીક કર્યું નહિ. ભગાએ હીરિયાની સોબત છોડી નહિ. કામ પરથી પાછા આવતાં એક દિવસ હીરિયાએ ભગાને કહ્યું, ભગા ભગત! ભગા ભગત! તેં તો મહેનતજ કરી જાણી. ચાલ આજ મારી સાથે; આપણે પીઠામાં થઈને પછી ઘેર જઈએ.

ભગાએ કહ્યું, નારે ભાઈ; હું દારૂ પીતો નથી.

હીરિયો કહે, જો તો ખરોઃ તારો બધો થાક ઊતરી જશે ને ભજનીઆં તું ખૂબ ગમ્મતથી ગાઈ શકીશ. એકજ દિવસ માત્ર આજેજ આવી જોઃ રોજ ન આવતો. પૈસા તું ન આપતો; હું ખરચીશ. પણ જરા લહેજત તો જો.

ભગાનું મન લલચાયું. હીરિયા જોડે એ પણ દારૂના પીઠામા ગયો. દારૂ પીને બંને પોતપોતાને ઘેર ગયા. ભગાની આંખો લાલચોળ થઈ હતી. ચાલતાં એ લથડીઆં ખાતો હતો. બોલતાં બોલતાં એની જીભ લોચાતી હતી. એના મોંમાંથી ખરાબ વાસ મારતી હતી. એની મા ને એનાં ભાઈબહેન સમજી ગયાં કે આજે ભગાએ નીશો કીધો છે. તે રાતે ભજન ભજનને ઠેકાણે રહ્યું, ને બધાં ઊંઘી ગયાં.

# પાઠ ૮૩મો

## દારૂ, તે રોગ ને અનીતિનું બારૂં, ભાગ ૨જો

બીજે દિવસે સવારે ભગાને એની માએ પૂછયું, કાલ શું થયું હતું ? ભગો શરમાઈ ગયો. એનાથી ઊંચું જોઈ શકાયું નહિ, તો જવાબ તો શેનોજ દઈ શકાય ?

તે દિવસે સાંજે કામેથી પાછા ફરતાં હીરિયાએ ભગાને ફરી પીઠામાં જવા બોલાવ્યો. ભગાએ સાફ ના પાડી. એણે કહ્યું, મને તો મારી મા આગળ મરવા જેવું લાગ્યું; હું નહિ આવું.

હીરિયો કહે, બાયલા ! માના કહ્યાથી શરમાઈ ગયો ? ચાલ, ચાલ, ડરે છે શું ? ગમે ન પીતો, પણ જોડે પીઠામાં તો ચાલ. એમ કહી હીરિયો ભગાને પીઠામાં ખેંચી ગયો. તે દિવસે ઘણી આનાકાની કરી ભગાએ દારૂ પીધો.

હરિલાલ—સાહેબ, હીરિયાએ પીધો પણ ભગાએ કેમ પીધો ?

મહેતાજી—હીરિયાની આગળ ભગાનું ચાલ્યું નહિ. સોબતથી એ બગડયો, વખત જતાં ભગો દારૂડીઓ થયો.

હવે એ ખુલ્લી રીતે જૂઠું પણ બોલતો થયો. એ રોજ દારૂ પીતો, છતાં માબેનને ચોકખી ના કહેતો કે મેં પીધોજ નથી. મારે માટે લોકો જૂઠું બોલે છે.

ભગાની આદત વધતી ગઈ. એ બધી કમાઈ દારૂ પાછળ ખરચવા લાગ્યો, છતાં એને પૈસા ઓછા પડતા થયા. એ છૂપી રીતે ઘરમાંથી નાણું લઈ જતો થયો; ને આગળ જતાં એ દેવાદાર થયો.

ભગો એક દિવસે એની મા ને બેનનાં ઘરેણાં છૂપી રીતે લઈ ગયો. તે વેચીને એ આવતો હતો. એની સાથે એના

સોબતીઓ હતા. તે જાણતા હતા કે એના ગજવામાં નાણું છે. એને તેઓ પીઠામાં લઈ ગયા ને એને સમજાવી સમજાવીને ખૂબ દારૂ પાયો. દારૂથી એ ચકચૂર થઈને બહાર નીકળ્યો. એ બહુજ લથડીઆં ખાવા મંડયો. રસ્તામાં એ ગમે તેમ ઘાંટા પાડતો જતો હતો. છેવટે એ એક ઠેકાણે પડયો. બેભાન ને ગાંડા જેવો એ રસ્તામાં આળોટવા મંડયો. એના શરીરનું એને ભાન ન રહ્યું. એનાં કપડાં પણ આઘાંપાછાં થઈ ગયાં. એના સોબતીઓએ આ તકનો લાભ લઈ એનાં ખિસ્સાં ખાલી કર્યાં ને તેઓ એને પડતો મૂકી ભાગી ગયા.

ઘણી વારે ભગાના પાડોશીઓને ખબર પડી કે એ રસ્તામાં પડયો છે. ત્રણ જણ મળી તેઓ એને બહુ મહેનતે ઘેર લઈ ગયાં. એ રસ્તામાં સીધો ચાલી શકતો નહોતો. તેઓ એને ઢોરની માફક ગણી જોરથી ખેંચી ગયા. જે તે એને જોઈને હસતા ને ધિક્કારતા હતા.

હવે ભગાનું મગજ કહ્યું કરતું નહોતું. એને નિરાંતે ઊંઘ પણ આવતી નહોતી. એ ઊંઘમાં ભયંકર દેખાવો નજર આગળ જોતો, ચીસો પાડતો ને ઝબકી ઊઠતો. એની તંદુરસ્તી બગડવા માડી. એ દુ:ખી થતો ગયો: અને એનું આખું ઘર દુ:ખી થતું ગયું.

હરિલાલ—સાહેબ, એણે દારૂ પીવાની ટેવને વધવા શું કામ દીધી ?

મહેતાજી—ટેવ માણસને ગુલામ બનાવે છે. ટેવમાંથી છૂટવું મુશ્કેલ છે. તે ઉપરાંત દારૂ પીવાની ટેવને માટે એવું છે કે તે ધીમે ધીમે વધતી જાય છે. એજ દારૂનું ભયંકર કામ છે. આપણું મગજ આપણા પર અંકુશ મૂકી શકે છે. આપણા

સારામાં સારા ગુણ આપણી વિચાર કરવાની શકિત પર આધાર રાખે છે. સારૂં શું, નરસુ શું, ખરૂં શું, ખોટું શું, તે પારખવાનું કામ આપણું મન કરે છે; ને મનની શકિત મગજની તંદુરસ્તી પર આધાર રાખે છે. દારૂ પીવાથી મગજ બહેર મારી જાય છે, ને તેથી જે માણસ દારૂ પીએ છે તેની સારૂં નરસું પારખવાની મનની શકિત ધીમે ધીમે ઓછી થતી જાય છે. પરિણામ એ આવે છે કે એનું શરીર જ્યારે અંદરખાનેથી પાયમાલ થતું હોય છે ત્યારે એને મનમાં ખોટુંજ ભાન થાય છે કે મને મઝા પડે છે.

હરિલાલ—સાહેબ, વિલાયતી દારૂથી પણ એવું થતું હશે ?

મહેતાજી—તે દારૂ એકદમ નુકસાન કદાચ ન કરે, પણ છેવટે તે પણ એના એજ. પત્થર કરતાં ઈંટ કુમળી એટલોજ ફેર સમજવો. તે દારૂ પણ પીનારને લતે ચઢાવે છે ને નુકસાનજ કરે છે.

ભગો આગળ જતાં દેવાદાર બન્યો. એનામાં કોઈને કંઈજ વિશ્વાસ બેસતો નહોતો; એ દારૂની લતથી અનિયમિત બન્યો. કોઈ એને કામે રોકતું નહિ, ને એની ગરીબાઈ વધી ગઈ. એને સૌ કોઈ જુઠ્ઠો, દેવાદાર, નિર્લજ્જ, લઢકણો ને રોગિષ્ઠ તરીકે ઓળખતા થયા. એનું પહેલવાન જેવું શરીર પણ હવે રોગનું ઘર થઈ ગયુ. દારૂની બદીને લીધે રોગનાં જંતુઓની સામે ટકી રહેવાની એના શરીરની તાકાત તદ્દન નાશ પામી. આગળ જતાં એને ચિત્તભ્રમ થયો. અનેક દુઃખ પામી દુનિયાના ફિટકાર સાથે એ નાની ઉમરે મરી ગયો. ખરે ! ઘણીજ દિલગીરીની વાત.

---

# पाठ ८४मो

## वसन्त ल्यो !

राज ! कोइ वसन्त ल्यो, वसन्त ल्योः
हां रे मारी क्यारीमां म्हेक म्हेक म्हेकीः
हो राज ! कोइ वसन्त ल्यो, वसन्त ल्यो.

राज ! वीणी कळीओ मैं नेत्रमां उघाडीः
हां रे मारे हइडे ळलाटे वधावीः
हो राज ! कोइ वसन्त ल्यो, वसन्त ल्यो.

राज ! देव देवी सोहाग लेवा आवेः
हां रे मीठी स्नेहनी बंसरी बजावेः
हो राज ! कोइ वसन्त ल्यो, वसन्त ल्यो.

नानालाल

# સમજુતી

**પાઠ ૧લો**—મોરપીછ=મોરનાં પીંછાં. સંતુષ્ટ=સંતોષી; રાજી.

**પાઠ ૨જો**—અતિલોભ=ઘણો લોભ; અતિ=ઘણો. સાલતી=બહુ દુઃખ દેતી. વિશુદ્ધ=પવિત્ર. દળદર ફીટશે=ગરીબાઈ જતી રહેશે. કુબેર-ભંડારી=ધનનો દેવતા.

**પાઠ ૩જો**—સિસોદીઆ=રજપૂતોનું એક કુળ. નમ્યું આપ્યું નહોતું=કદી નમ્યા નહોતા. આ અરસામાં=આ વખતે. પાછી પાની કરે એવા નહોતા=ફરી પાછા ફરે એવા નહોતા. રણધીરા=લડાઈમાં ધીરજથી લડનારા. મુજ=મારૂં. અંગ=શરીર. શણગાર=ઘરેણું. શૌર્ય=શુરાતન. પરાધીન=પારકાને તાબે. શિશોદિય નામ=સિસોદીઆ કુળનુ નામ.

**પાઠ ૪થો**—નાગી=ખુલ્લી. પણ લીધું=અમારે આમ કરવુંજ એવો મક્કમ વિચાર કર્યો.

**પાઠ ૫મો**—એબ=ડાઘ. સ્નેહાળ=માયાળુ, હેતવાળો. રાજવૈભવ= રાજ્યનું સુખ.

**પાઠ ૬ટ્ઠો**—माग मुकावे=માર્ગ મુકાવે; કોઈને જવાનો રસ્તો કરવો, તેને માન આપવું, તે તેને માર્ગ આપવો કહેવાય. वान=શરીર. नामे=નમે. विश्व=દુનિયા. मोहिनी=મોહ ઉત્પન્ન કરે, બધાંને વશ કરે એવી. बग्गा=બગલું. कोकील=કોયલ. कग्गा=કાગડો. सिंधु=દરિયો. टंका=ટાંકુ. प्राक्रमी=પરાક્રમી; શુરાતનવાળા. चोर=ચોર જેવો; આબરૂ વિનાનો; 'ચાકર' શબ્દમાં 'ચ' છે તેવા 'ચ'વાળો શબ્દ વાપર્યો છે. કવિતામાં એવી રીતે પ્રાસ લાવવા કવિઓ ઇચ્છે છે.

**પાઠ ૮મો**—તેજદાર=ઝળકતી, તીણી ઝીણવટવાળી.

**પાઠ ૯મો**—પારદર્શક=જેની આરપાર જોઈ શકાય એવું.

**પાઠ ૧૦મો**—કટ્ટો=જબરો. આરોગ્ય=તંદુરસ્તી. છિદ્રાળુ=છિદ્રોથી ભરેલું; કાણાંવાળુ.

**પાઠ ૧૧મો**—આ કવિતા વડોદરામાં ગુજરાતી સાહિત્યપરિષદ્ ભરાઈ તે પ્રસગે કવિએ રચી છે. उर=છાતી. विश्रंम=વિશ્રામ अविराम=વિરામ લીધા વગર. अबोल=બોલાય નહિ એવા. रसियाजी राज=રસિકોમાં શ્રેષ્ઠ. जटातरंग=જટારૂપી મોજું. उछरगे=ઉત્સંગે, ખોળે.

**પાઠ ૧૨મો**—મોજૂદ=હાજર, મળી આવે એવું. દોરીનો ગાળો=દોરીનો ફાંસો.

**પાઠ ૧૩મો**—તાંબાની માત્રા=તાંબું મારેલુ હોય એવી દવા. એવી દવા પીવાથી શરીર મજબૂત થાય છે; શરીરને મજબૂત કરનારી દવા. કાગનું°=કાગડો તાડ પર બેસે ને તાડ પડી જાય તો તે કંઈ કાગડાના બેસવાથી થયું નથી; બે જોગ સાથે આવ્યા એટલુંજ. મંછા°=ભૂત કે ડાકેણ કોઈ નથી; બધું મનનુંજ ઉપજાવેલુ છે. મંછા=મરજી.

**પાઠ ૧૪મો**—સમર્થ-શક્તિવાળા. હિતકારક=ફાયદો કરનાર. વ્યવસ્થા=ગોઠવણ. બળજોરી=બળાત્કાર; જોરજુલમ. નિસ્વાર્થ=એકલપેટાપણું નહિ એવો સ્વભાવ.

**પાઠ ૧૫મો**—जंग=લડાઈ. व्यूगल=રણશીંગડું आगे=આગળ. हाम°=હિમત હરાવે. पाखंड=ઢોંગ. ब्रह्मरस=ભગવાનમાં તમારૂં મન એકાગ્ર કરો, એટલે આનંદરૂપી રસ ચાખશો. नर्मदादेश=કવિ નર્મદનો આદેશ-આજ્ઞા-ઉપદેશ.

**પાઠ ૧૬મો**—તેજસ્વી=તેજવાળું ક્ષમાવાન=માફ કરે એવું; મોટા મનનું. ઉદાર=મોટા દિલનું. આશીર્વાદ=કલ્યાણ ઇચ્છવું ને વરદાન આપવું તે.

**પાઠ ૧૭મો**—મરણક્રિયા=મુઆંની પાછળ શ્રાદ્ધ સારવું, ક્રિયા કરવી તે. તથાસ્તુ=તેમ થાઓ !

**પાઠ ૧૯મો**—સહનશીલ=ધીરજથી દુઃખ ખમી શકે એવા સ્વભાવવાળું. નિર્દોષ=જેણે ગુનો કર્યો નથી એવું. નિર્દય=દયા વગરનું;

ધાતકી. રૂઆબ°=સારા ચહેરા વગરનું; શોભિતું નહિ એવું. અનહદ= હદ વગરનું; પુષ્કળ.

**પાઠ ૨૮મો**—હારણ નર=હિંમત વગરનો માણસ. લેખે=ગણે. સદૈવ=હમેશ. નરતૂં=ખરાબ.

**પાઠ ૨૧મો**—સદર=મુખ્ય. પટ=પહોળાઇ. છાછરૂં=ઊંડું નહિ એવું. ચરિત્ર=જિંદગીનો અહેવાલ; જિંદગીનું વર્ણન. ટંકશાળ=સિક્કા પાડવાની જગા.

**પાઠ ૨૨મો**—પટોળા=અમુક જાતનાં વસ્ત્ર. અતલસ=એક જાતનું રેશમી કાપડ. ગજીઆણી=ગજી પનાનું ઝાચુ હીરાગળ કાપડ. છટ=ખાસ પસંદ કરેલું, કીર્તિસ્તંભ=કોઈ મોટા બનાવની યાદગીરી રાખવા ઊભો કરેલો શોભિતો મોટો થાંભલો. આશ્રમ=રહેવાનું ઠેકાણું.

**પાઠ ૨૩મો**—બિંબ=ગોળો. ગોપકન્યા=ગોવાળની છોકરી. આબેહૂબ =બરાબર વિલાસ-વૈભવ; જાતજાતનાં સુખ.

**પાઠ ૨૪મો**—ભાર=અમુક તોલ. ભંડારી=તિજોરીનો ઉપરિ. વછૂટું=છૂટું.

**પાઠ ૨૫મો**—કર=વેરો. ધરણી=ભોંય. અંતરે=છેટે.

**પાઠ ૨૬મો**—કૌતુક=જાણવાની ઇચ્છા.

**પાઠ ૨૭મો**—ઇન્દ્રિય=કામ કરનાર કે જ્ઞાન મેળવનાર શરીરનો ભાગ. રૂપ=આકાર. સ્પર્શ=અડકવું તે; અડકવાથી મળતું જ્ઞાન તે સ્પર્શજ્ઞાન. તંતુ=તાંતણા. જ્ઞાનતંતુ=જે વડે જ્ઞાન મેળવાય એવા તાંતણા. અન્નનળી= અનાજ પેટમાં જવાની નળી.

**પાઠ ૨૮મો**—પુટ=જબરૂં.

**પાઠ ૨૯મો**—कलरव=મીઠા, સમજાય નહિ એવા કાલા શબ્દ. मुखडु=મધુરૂં મુખ. बाळक शुं माळे !=બાળક, ખરેખર, શું જોતું હશે ! એની કલ્પના દિવ્યજ છે. सुरगान=દિવ્યલોકનાં-દેવતાઓનાં ગાયન. भिंजववा=હૃદયને સ્નેહભીનાં કરવા. गुल°=ફૂલની કળીની પાંખડી. अणखूलेली=નહિ ખીલેલી. उषा=પ્રાતઃકાળ; સૂર્ય ઊગ્યા પહેલાંનો રમણીય

સવારનો વખત. रेली=પુષ્કળ રેડી. केलि=રમત. पेखी=જોઈ. कुसुम=ફૂલ. धरणीकेरां=પૃથ્વીનાં. अनेरां=અદ્‌ભુત, કોઈનાં જોયાં ન હોય એવાં. नमेरां=મહેર વગરનાં; નિર્દય; ઘણાં સખ્ત.

**પાઠ ૩૦મો**—હઝરત=નામદાર. પેગમ્બર=ખુદાનો પેગામ–સંદેશો લાવનાર. ખલીફા=મુહંમદ પેગમ્બર ગાદીના વારસ. ખિલાફત=ખલીફાની ગાદી.

**પાઠ ૩૧મો**—તિરસ્કાર=કોઈને નીચો પાડવો–ગણવો તે; ધિક્કાર.

**પાઠ ૩૨મો**—મધ્યસ્થ=બેની વચ્ચે કજીઓ પતાવવા નિમાએલો માણસ.

**પાઠ ૩૩મો**—ઉદયાચળ=સૂર્ય જે પર્વત પર ઊગે છે એમ મનાય છે તે પર્વત; ઉદય ઊગવું; અચળ=પર્વત. ભાણ=ભાનુ; સૂર્ય. નિર્વંશ=સંતતિવિનાનું. કાયર=બાયલું.

**પાઠ ૩૪મો**—યુવાન=જુવાનીઓ. માતુલ=મામો. જવ=જ્યારે. ગમગીન=દિલગીરીમાં ડૂબી ગએલું.

**પાઠ ૩૫મો**—पुराण=જૂની. सूत्र=ટૂંકું, અર્થ ભરેલું વાકય તે સૂત્ર; સૂત્રરૂપમાં લખાએલાં પુસ્તકો. झळकावे=શોભાવે. उच्च=ઊંચાં. उद्देशी=ધ્યાનમાં રાખી. करशुं होकार=ગર્જના કરીશું. दिव्य=દેવતાઈ. गंग=ગંગા નદી अलौकिक=સાધારણ રીતે નજરે ન પડે એવા, અદ્‌ભુત. रंग=શોભા. प्रभुपंथ=પ્રભુના માર્ગ; પવિત્ર માર્ગ. उजेश=ઉજળા. असीम=હદ વગરનું; ઘણું; બેહદ. लवलेश=લગાર પણ. स्वाश्रय=આત્મબળ. उल्लास=આનંદ. पुण्यप्रभाज=પવિત્ર તેજ; પ્રભુનું તેજ.

**પાઠ ૩૬મો**—હાડપિંજર=હાડ=હાડકું; પિંજર=પાંજરૂં=હાડકાંનું પાંજરૂં; હાડકાનું ખોખું. ભીંગડાં=જાડાં પડ. ગુલતાન=લીન; તેમાંજ મન ગુંથાએલું એવું.

**પાઠ ૩૭મો**—ફાયદાકારક=ફાયદો કરનાર. કારક=કરનાર. અકાળ=કવખતનું. વિધવા=રાંડેલી સ્ત્રી. પુનર્લગ્ન=ફરી પરણવું તે. નાબૂદ=ન હોવું તે; નાશ. ગુંજાશ=શક્તિ. પાયમાલી=ઘણીજ ખરાબી.

**પાઠ ૩૮મો**—શહાદત=ધર્મની ખાતર - ન્યાયની ખાતર, જિંદગી અર્પણ કરવી-ખોવી તે. નિકાહ પઢવા=લગ્ન કરવાં.

**પાઠ ૩૯મો**—**शेणे**=શા વડે; શી રીતે? **होय दबाणो हेठ**°=જે કોઈના ભાર નીચે દબાયો હોય છે, કોઈની તાબેદારીમાં હોય છે તે. **अमाप**=માપી ન શકાય એટલું. **बधेय**=બધેએ; એકે એક ઠેકાણે. **मव**=જન્મારો. **सुवासण**=ધણીવાળી સ્ત્રી. **घडो नहि**=લેખું નહિ; તેને કોઈ કશામાં ગણતું નથી.

**પાઠ ૪૦મો**—મહેસૂલ=જમીનનો વેરો. વાલંદ=હજામ. નેરતી=મોદી; ખાવાની પરચુરણ વસ્તુ વેચનાર. વસવાયા='વસવૈયા' પણ વપરાય છે; કામ કરનાર વર્ગ. ફોજદારી ને દીવાની=મારામારીનાં, લુચ્ચાઈ, ચોરી, વગેરે કામ ફોજદારી કહેવાય છે. એવો ગુનો કરવાથી દંડ કે કેદની શિક્ષા થાય છે. વારસાનાં, જમીન દબાવ્યાનાં, પારકી જમીનમાં બારીબારણાં મૂકવાનાં, અને એવાં કામ દીવાની કહેવાય છે.

**પાઠ ૪૧મો**—વાહન = ગાડી. તાજુબ° = અચંબો પામવો. મોહમયી=મોહ પમાડનાર. સ્થાનિક=સ્થાનને-શહેરને કે ગામને-લગતું. સભ્ય=મંડળીમાં બેસનાર. સ્વરાજ્ય=પોતાનું રાજ્ય.

**પાઠ ૪૨મો**— બિનહકદાર=જેને હક્ક નથી એવો (બિન=વિનાનો).

**પાઠ ૪૩મો**—દયામણા=દયા ઉપજાવે એવા. તીરંદાજ=તીર ફેંકવામાં હોશિયાર.

**પાઠ ૪૪મો**—સાહિત્ય=કોઈ પણ ભાષામાં લખાએલા ગ્રંથો તે તેનું સાહિત્ય.

**પાઠ ૪૫મો**—બાગાયત=બાગની જમીન જેવો. ફળ પુષ્કળ પાકે એવો. દર્ગાહ=મુસલમાની સંતોની કબરનું ધામ. મસ્જિદથી એનો આકારે કંઈક જુદો હોય છે. પીર=મુસલમાની સંત. પાક=પવિત્ર ઓરસ=પવિત્ર પુરુષના મરણને દિવસે મુસલમાનો તેની દર્ગાહમાં ભેગા થાય છે તેને ઓરસ કહે છે.

**પાઠ ૪૬મો**—**निर्गमिये**=ગાળીએ. **सलूणुं**=સુંદર; લાવણ્યવાળુ–કાંતિવાળું. **कालुं**=મૃદુ ને મધુર. ફૂલ ખીલે છે તેને કવિએ તેની પ્રીતિ આપણી તરફ હસતી હોય એમ કલ્પ્યું છે. **मनुजसमूहे**=માણસના જથામાં. **कुटिलता**=વાંકાપણું.

**પાઠ ૪૭મો**—અશ્વવિદ્યા=ઘોડા પારખવાની, કબજે રાખવાની, વેગે ચલાવવાની, વગેરે લગતી તમામ કળા. ઝંખના=જોવાની કે મળવાની ઘણી આતુરતા. સંતાન=છોકરાં.

**પાઠ ૪૮મો**—કલિ=ચાર મોટા, ઘણા લાંબા જમાનાને હિંદુઓ ચાર યુગ કહે છે. કલિયુગ તેમાંનો એક છે. કલિ=કજીઓ. એ જમાનામાં દરેક જાતનાં નઠારાં ને પાપી કામ થાય છે. કલિ એ જુગનું સ્વરૂપ છે. માણસમાં એ નઠારી બુદ્ધિ ઉત્પન્ન કરે છે ને તેમને લડાવી મારે છે. ઉપરણું ઉપલા અગનું વસ્ત્ર. જીવતું થઈ=દમયતીને દેવોનુ વરદાન હતું તેથી. ભામનિ=ભામિની, સ્ત્રી.

**પાઠ ૪૯મો**—દવ=વનની આગ. ઉખાણું=છૂપા અર્થવાળો સવાલ.

**પાઠ ૫૦મો**—रथडा=રથ; તિરસ્કાર બતાવવા એ શબ્દ વાપર્યો છે. **रथडा खेड**=રથ પર ચઢી રણક્ષેત્રમાં જા. **कोड**=હોસ. **धारुं**=ધારણ કરૂં; લઉં. **संहार**=નાશ. **वांधता** વધતાં. **धेन**=ગાય. **वछोडी**=છૂટી પાડી. **विमासो**=વિચારો. **कायर**=બાયલો. **अवनी**=પૃથ્વી.

**પાઠ ૫૧મો**—ભાવિક=ધર્મચુસ્ત. અદબ=માનમરતબો, મર્યાદા.

**પાઠ ૫૪મો**—ભાગ્યદેવી=આપણું નસીબ નક્કી કરનારી દેવી. વલખાં મારવાં=ખૂબ ફાંફાં મારવાં. લચી પડી=નીચી નમી ગઈ.

**પાઠ ૫૫મો**—**विराजो प्राणमां**=હૈયામાં વસો. **प्रफुल्ल**=ખીલેલા. **पीयूष**=અમૃત. **उरनां**=હૈયાનાં. **शां**=જેવાં.

**પાઠ ૫૬મો**—મોબેદ=વિદ્વાન; પારસીઓનો ધર્મગુરુ. નહાન નવડાવી=પવિત્ર સ્નાન કરાવી. દસ્તુર=પારસીઓનો ગોર. પતેત=ઝંદ-અવસ્તાનાં ધર્મપુસ્તકનાં કેટલાંક વાક્ય. તેમાં પાપને માટે પસ્તાવો

બતાવેલો હોય છે. તંદુરસ્તી ભણે છે=તંદુરસ્તી મળે એવાં ધર્મનાં વાક્ય ભણે છે. અદા કરવી=બજાવવી.

**પાઠ ૫૮મો**—बालुडां=કુમળાં, નાજુક બાળક. रुदयामां=હૃદયમાં; છાતીમાં. दोहलां=મુશ્કેલ. मातावोणां=માતા વિનાનાં; માના સાથ વગરનાં. तंन=છોકરાં. वोळाव्यां=વળાવ્યાં.

**પાઠ ૬૨મો**—રા'ખેંગાર=રાય ખેંગાર. પરજળે=પ્રજળે; બળે. સત=સત્ય.

**પાઠ ૬૩મો**—પાલક=પાળનાર. પ્રમાણપત્ર=પુરાવાનો લેખ.

**પાઠ ૬૫મો**—रसना=જીભ. शुद्धि=શુદ્ધિ; ભાન. शोणित=લોહી. अगशु=શરીરના અવયવ સાથે. रयणी=રજની; રાત. उदक=પાણી. शयन=પથારી. प्रेमदा=પ્રમદા; સ્ત્રી

**પાઠ ૬૮મો**—સહન કરવું=ખમવું.

**પાઠ ૭૨મો**—सायर=સાગર; દરિયો. दर्शन° પ્રભુ પર વિશ્વાસ રાખી તેનું દર્શન કરવા સમુદ્રની બહાર નીકળ્યાં. आवंतां=આવતાં. भाळया=પારખીએ જોયાં. धारण राख=ધારી રાખ, પકડી રાખ. धीर=ધીરજ. जादववीर=શ્રીકૃષ્ણ; યાદવોમાં શૂરામાં શૂરા. मा'वो=માધવ; ભગવાન; વહાલાનો શબ્દ છે. शारंगपाणी=શાર્ઙ્ગપાણિ; જેના હાથમાં ધનુષ-કામઠું છે તે કૃષ્ણ. શાર્ઙ્ગ=શૃંગ એટલે સીંગડું; સીંગડાનું બનેલું કામઠું. પાણિ=હાથ. अबला=સ્ત્રી; બળવિનાની. इतबार=ભરોસો. राखणहारो=રાખનાર; ઉગારનાર. केना=કોઈના. स्वाम=સ્વામી; પતિ. वो'णी=વગરની. त्रिकमजी=ત્રિવિક્રમજી; વામન અવતારમાં જેમણે ત્રણ વિક્રમથી—પગલાંથી સ્વર્ગ, પૃથ્વી, ને આકાશ રોક્યાં તે. अटक पडी=અટકી પડ્યાં છીએ. आतमना=આત્માના. छोगाळा=સુંદર કેશવાળા; ભગવાન. बेली=ઉગારનાર. करतार=જગતના બનાવનાર. तंत=નીમ. वार=મદદ. पतीत=પતીજ, ભરોસો. मेघ मलार=પુષ્કળ વરસાદ વરસાવે એવું વાદળ. भोजल=કવિ ભોજભક્ત.

**પાઠ ૭૩મો**—ધેઆન=ઠાઠડી. ધે સારે છે=ધર્મપુસ્તકનાં વચનો પઢે છે. ક્ષણિક=થોડો વખત પહોંચે એવું; નાશ પામે એવું. રૂહ=આત્મા.

**પાઠ ૭૫મો**—બીજપાત્ર=બીને રહેવાનું ઠેકાણું. પુષ્ટિકારક=પોષણ કરનાર; જોર આપનાર.

**પાઠ ૭૭મો**—ગર્દાબાદ=ધૂળનું શહેર. બિમારિસ્તાન=મંદવાડનું ઘર. જહાનમાબાદ=નરકનું ઠેકાણું.

**પાઠ ૭૮મો**—સભાગૃહ=સભાને મળવાનું ઠેકાણું. કાર્તકી=કાર્તિકી, કાર્તક મહીનાની. સસ્કૃત શબ્દો 'કાર્તિક' ને 'કાર્તિકી' છે.

**પાઠ ૭૯મો**—મનુષ્યના સ્નેહનું સંભારણું કેવું મીઠું છે, તે આ કવિતામાં સુંદર રીતે દર્શાવ્યું છે. अपार=અત્યંત. वंदन=નમન. अमीरसधार=અમૃતના રસની ધારા જેવાં મીઠાં. रसबोळ=રસથી ઉભરાતા. रसायनसार=રસાયન=જોર ને પુષ્ટિ આપે એવી દવા. રસાયન જેમ શરીરને જોર આપે છે, તેમ સ્નેહીનું સંભારણું આપણને આનંદ પમાડી બળ આપે છે. सार=બળ. सूर=શબ્દો. गजवे ललित ललकार=હૃદયમાં મીઠા રણકા ગજવે છે–ઉપજાવે છે. अकल=કળાય નહિ એવો.

**પાઠ ૮૦મો**—જાહોજલાલી=અતિશય આબાદી, ચઢતી, તેજી. ફરમાન=હુકમ.

**પાઠ ૮૧મો**—છાયા=ભાસ; નામ.